શ્રી ૧। ૩૪

# મંગળા

યાને

## કામાતુર થયેલો સુરતનો વલી.

( કન્યાવિક્રયની કલ્પીત કહાણી )

રચી છપાવી પ્રસીદ્ધ કરનાર


નગીનદાસ હરકીશનદાસ.

ભાગાતળાવ– સુરત.



આવૃતિ પહેલી પ્રત ૩૦૦૦

સોનીફળીયા રોડ ઉપર આવેલ. "દેશી મિત્ર" એન્જીન
પ્રિન્ટીગ પ્રેસમા મગનલાલ કીકાભાઇએ છાપી.

કીમત ૦–૧–૦ (એક આનો)

# અર્પણ પત્રિકા.



પરમ સ્નેહી મીત્ર રા૦ રા૦

ઠા૦ નાનાભાઈ ચુનીલાલ

સુરત.

જત આપના મ્હારા તરફના સાચા પ્રેમની નીશાની તરીકે આ નાનકડું પુસ્તક આપની સેવામાં અર્પણ કરૂં છું. તે સ્વીકારવા કૃપા કરશો. એજ વીનંતી.

લી૦ સ્નેહાધીન

નગીનદાસ હરકીસનદાસ વાંકાવાળા.

# મંગળા
## યાને
# કામાતુર થયેલો સુરતનો વણી

## પ્રકરણ ૧ લું

### ભુડું થાય તે ભલાને માટે

દોહરો

નસીબો જગે જે કરે તે ખરૂ
નસીબે ટકેલું, બધુ છે ખરૂ
નસીબો ફરે તો, જગ બધું ફરે
નસીબો જગે, ચહાય તેવુ કરે



એક વખતે ગ્રીષ્મ રૂતુ ચારે બાજુ પોતાનો અમલ પરીપુર્ણ પ્રવર્તી રહી હતી, સુર્યનારાયણ અસ્ત થતા સૃષ્ટિમાં સકળ પ્રાણી માત્રને આરામ આપવા વાળી યમદુહીતા (નીંદ્રાદેવી) પોતાની સત્તા ધીરે ધીરે પ્રસારતી હોવાથી ઉદર નીમી-તે ગયેલાં પખીઓના ટોળાં એક પછી એક પોતાના માળા તરફ ગમન કરવા લાગ્યા, આખો દીવસ કામ કરવાથી શ્રમીત થયેલાં સકળ જનો પોતાના ઘર તરફ આવવા લાગ્યાં.

આ વખતે રાત્રીના આઠેક વાગ્યાનો અમલ થયો હતો, ઘડીયાળમાં આઠના ટકોરા થયા, પાંચ મીનીટ થઇ, દશ મીનીટ થઇ અને જેવો કાંટો સવાઆઠ ઉપર આવ્યો કે, તરત આગગાડીની સીટીનો જોસબંધ થતો અવાજ કર્ણપર આવી અથડાતા તેના આગમનની ખબર આપવા લાગ્યો, એટલે પ્લેટફોર્મ ઉપર બેઠેલા પેસેન્જરો આડા અવળા ગપ્પા મારવા બંધ પાડી પોતીકો સામાન સંભાળી તૈયાર થઇ ઉભા, એટલામા ટ્રેન ધમધમાટ કરતી ચર્નીરોડના સ્ટેશન ઉપર આવી ઉભી. કંપાર્ટમેંટમાંથી પેસેન્જરો એક પછી એક ઉતરવા લાગ્યા, તેમજ કેટલાક પેસેન્જરો ધક્કામુક્કી મારતા ગરીબ માણુસોને દમ કાતી આપના અંદર ધુસવા લાગ્યા.

ઉતરેલા પેસેન્જરો દરવાજા આગળ ઉભા રહેલા ટીકીટ કલેકટરને ટીકીટ આપી બહાર ભાડુતોની રાહ જોતી ઉભેલી ભાડુતી ગાડીઓ કરી પોતપોતાના ધર તરફ જવા લાગ્યા, તેવામાં દુરથી ઉતાવળે પગલે એક યુવાન રમણી ચાલી આવતી હતી. આ યુવાન સ્ત્રીના મુખચંદ્ર ઉપર દુખ રૂપી વાદળ ઘેરાયલું હતું. જેમકે, એક હરણીની પાછળ કોઈ શીકારી પડયો હોય અને તે હરણી હાંફલીફાફલી દોડતી હોય તેવો દેખાવ જોનારની નજરે પડતો હતો. તે યુવતી સ્ટેશન ઉપર આવી અને સુરતની ટીકીટ લઇ જેવી ગાડીમા બેઠી કે ટ્રેન જાણે તેનીજ રાહ જોઇ રહી હોય તેમ માલમ પડતું. કારણકે, તે બેઠી એટલે ગાડી ચાલવા માંડી અને તેની સાથેજ તે નવ યોવના યુવતીએ વિચાર રૂપી માળા ગુંથવા માંડી, અને પોતાના ભવિષ્યને ધિક્કારવા લાગી.

અહો પ્રભુ! તેં ખુબસુરતીને એક કલક રૂપ ઘડી છે કે, જે ખુબસુરતીને લીધે રાવણ રારખો મહા સમર્થ પુરૂષ પણ સીતા જેવી મહાન સતીનું શિયળ ભંગ કરવા તૈયાર થયો હતો, તેમ મુજ પિતા મારી ખુબસુરતીને ખાતર મને વેચવા તૈયાર થાય તો એમાં તેમનો કશો દોષ નથી, દોષ માત્ર મારા ભાગ્યનોજ છે કે, જેણે મને ખુબસુરતી બક્ષી.

* * * *

આવાને આવા વિચારમાં ને વિચારમા અને ગાડીના પવનના ઝપાટામાં નિદ્રાદેવીએ તેના ઉપર કાંઇક મહેરબાની કરી અને તે મીઠી નિદ્રામાં લહેકા ખાવા લાગી.

* * * *

કેટલીક વારે ટ્રેનનો એકાએક આચકો લાગતાં તે જાગી ઉઠી અને જુવે છે તો ટ્રેન વલસાડના સ્ટેશનપર ઉભેલી માલમ પડી અને જેવી બારણામાથી ડોકું કહાડી ટાઇમ જોવા જાય છે કે, તરત સામેથી એક ઇંગ્લીશ ડ્રેશમા સજ થએલો યુવાન કે, જેણે ગ્રીન રંગના કાશ્મીરી કોટ, પાટલુન પહેરી આંખે ચશ્મા ચઢાવેલા અને હાથમાં ઘણી સુંદર સ્ટીક ( લાકડી ) લઈ તેના કંપાર્ટમેન્ટનું બારણું ઉઘાડતો હતો, તેના ઉપર તેણીની નીઘા પડી કે, તરતજ તે પાછી બારી આગળ બેસી ગઇ. અને તેણીને અવનવા વિચાર આવવા માંડયા:—

**ઉત્તમચંદ**—કેમ ? મી૦ ચંદ્રશંકર ક્યાં જઇ આવ્યા ?

**ચંદ્રશંકર**—અરે ભાઇ ! જુઓને ઘરમાં કપડાં મેલા થયા હતાં, અને થોડાક રંગાવાના પણ હતા, તે આપવા ગયો હતો.

**ઉત્તમચંદ**—કોને ત્યાં આપી આવ્યા ?

**ચંદ્રશંકર**—ભાઇ નામ તો કાઇ ઇયાદ ન રહ્યું પણ તેની જાહેર ખબરનુ હેડબીલ આપ્યું છે, લ્યો વાંચો.

# જાહેર ખબર.

ગામોગામના સર્વે લોકોને ખબર આપવામા આવે છે કે, હમારે ત્યાં સર્વે જાતના રેશમી, તથા ગરમ, જુના કપડાને જેવા રંગ કહેશો તેવા રગ રગી આપશું.

સર્વે વેપારી ભાઇઓને વીનતી કરીએ છીએ કે, હમારે ત્યાં રેશમી કાપડ, જેવુ કે, ચીનાઈ પાજ, ચીનાઇ ગાજ, ચીનાઇ ધાટ-પોટ, તથા સર્વે જાતની જેપાનીસ પાજ, પ્લેન તથા ફુલાવર પ.જ અને ગાજ તથા સીંગાઈ ગાજ અને કરેપ તથા ફ્રેચ કાપડ વીગેરે સર્વે જાતના રેશમી કાપડને જેવા રગ કહેશો તેવા રગ રંગી આપશું.

તા૦ ક૦—સર્વે સદ્‌ગ્રહસ્થોએ હમારા નામની રસીદ લેવા ચુકવુ નહી.

બહારગામના ઓડરપર પુરતુ ધ્યાન આપવામા આવશે.

લી૦

જુના અને જાણીતા સુરત શેહેરમાં મશહુર થયેલા રંગારા **અબ્દુલ રેહેમાન અબ્બા મુંબઇવાલાના ભાણેજ રંગારા કાશમ રહીમના ગરીબ દોવાગીરની એજ વીનંતી છે.**

ઠો. બાગાતળાવ રોડ—સુરત.

# પ્રકરણ ૨ જું.



દોહરો.

મુલાકાત થઇ ટ્રેનમા, લગની લાગી ત્યાંય,
પરસ્પર લોચન મળ્યાં, મગળા મનહરરાય.



ન જાણે કે, તે પુરૂષને તેણે પહેલા જોયલો હોય યા તો પૂર્વ જન્મનો કોઇ સંબધી હોય તેમ તેની તરફ તેનુ હૃદય આકર્ષાયુ. તે પુરૂષે કપાર્ટમેન્ટનો દરવાજો ઉઘાડી તેણીની સામેની જે સીટ ખાલી હતી ત્યાં બેઠક લીધી અને કેટલીક વાર સુધી પરસ્પર નયન બાણુની મારામારી ચાલી

પેલો પુરૂષ કે, જે સુરતનો વતની હતો તેને બેઠા બેઠા સાક્ષર ડાહ્યાભાઇ ધોળશાજીનો બનાવેલો દોહરો યાદ આવવાથી તે પુરૂષ મનમાં બોલવા લાગ્યો.

હે પ્રિય વાચનાર! તારા મનમા ઉત્કન્ઠા થઈ રહી હશે કે, શુ બોલતો હતો પણ મુઝાઇશ નહી, કારણકે તે પુરૂષ નીચે પ્રમાણે બોલતો હતો તે સાંભળ!

દોહરો.

ગોરૂં ગુલાબી બદન તારૂં, મદન જોર બતાવતું,
હરતુ ખરે રમતું ખરે, આ રસીકને મન ભાવતું,
જોવા ચહુ દીન રાત તુજને, જોતા દુ:ખી આ તન ઠરે,
અહો રતી તુજ સંગમાં, તન મન ધન અર્પણ કરે,

થોડો વખત હું આ પ્રમાણે મનમાં તુરંગો કરી ટ્રેનમાં બીજા કોઇ પેસેન્જર ન હોવાથી તે યુવકે વાત કરવાનો પ્રસંગ પાડવા મહા પરાકાષ્ઠાએ ઉદ્દગાર કાઢ્યો—

યુવક—આપ કોણ છો ને ક્યાંના વત્ની છો ને જ્ઞાતે કેવા છો તે જો હરકત ન હોય તો જણાવશો ?

યુવતી—હું જ્ઞાતે વણીક છું ને અસલ વત્ની અમદાવાદની છું. પણ હાલમા મારા પીતાજી ધંધાને અર્થે મુંબઇ રહે છે, તેમની સાથેજ હુ પણ રહું છુ અને હાલ સુરત જવાનો વિચાર છે. પણ તમે જ્ઞાતે કહેવા છો અને કયાના રહીશ છો તે જણાવવા કૃપા કરશો.

યુવક—હું પણ જ્ઞાતે વણીક છું ને સુરતના વત્ની શા૰ ગોરધનદાસ સામળદાસનો પુત્ર થાઉ છુ ને મારૂં નામ મનહરરાય છે.

યુવતી—વારૂ તમે વલસાડ શું કામ ગયા હતા અને કોને ત્યાં ગયા હતા તે જણાવશો કે ?

મનહરરાય—મારો એક મીત્ર ચીમનલાલ નંદકૃષ્ણ કરીને સુરતનો વત્ની છે તે હાલ ધંધાર્થે વલસાડ રહે છે તેની તબીયત જરા શીક હોવાથી હું તેની પાસે મળવા ગયો હતો. પરંતુ આપના પીતાનુ તથા આપનું મુબારક નામ શુ છે તે જણાવશો કે ?

યુવતી—હમો મુબઇમા ભુલેશ્વર આગળ કુંભાર ટુકડાપર રહીયે છીએ, ને મારા પીતાજીનું નામ દેવીદાસ પ્રાણવલ્લભદાશ છે ને મારૂં નામ મંગળાગવરી છે, પણ સુરતમાં આપનો મુકામ કયા આગળ છે તે જણાવવા કૃપા કરશો ?

મનહરરાય—સુરતમાં મારો મુકામ નાણાવટમાં છે. પરંતુ આપને રાતોરાત એકલા સુરત જવાનું શુ કારણ ?

મંગળા—મારે સુરત જવાનુ કારણ મહા ભયંકર છે, કે જે યાદ કરતાં મારા શરીરના રૂવેરૂવાં ઉભા થાય છે અને ધ્રુજારી છુટે છે માટે તે કારણ પુછવાનું માંડી વાળો, તો મોટી મહેરબાની.

મનહરરાય—જો સુરત જવાનુ કારણ એટલુ બધુ ભયંકર હોય તો સેવકને કહેવા કૃપા કરશો કે, જેથી હું પણ મારાથી બનતી મહેનત કરી મદદ આપી શકુ ?

મંગળાગવરી—તે કારણ કહેતાં પહેલાં મારે જાણવુ જોઇએ કે, આપ પરણેલા છો કે કુંવારા ?

મનહરરાય—હુ છઉ તો કુંવારો, પરતુ આવતા માસમા લગ્ન કરવાનો મારા પીતાજીનો વિચાર છે, અને તે માટે કન્યાની શોધ પણ કરી રહ્યા છીએ, પરતુ જયાં જોઇએ છીએ ત્યાં સોનું ને સુગધ સાથે મળતાં નથી અને જયાં રૂપ હોય ત્યા ગુણ હોતા નથી અને ગુણ હોય ત્યા રૂપ સારૂ હોતુ નથી, પણ મે સુરત જવાનુ કારણ આપને પુછ્યું તે તો વાતમાને વાતમાં ઉડાવીજ દીધુ કે?

મગળા—નાના તે પણ કહુ છુ જુઓ સાભળો.

---

# પ્રકરણ ૩ જું.

## મંગળાનું પુર્વ વૃતાંત.

અમદાવાદમા હમો પાનકોરને નાકે રહેતા હતાં ત્યાં હમો ખુશીમા દીવસ નીરગમન કરતા હતા એવામાં એક દીવસે એવુ આફતનુ વાદળ તુટી પડયુ કે, એકાએક મારી માતા કે, જેનું નામ મહાલક્ષ્મી હતુ તે એકાએક હ્રદય બંધ પડવાથી મરણ પામી હતી.

મારા પીતા અને મારી મા વચ્ચે ઘણાજ મજબુત પ્રેમની ગાંઠ બંધાએલી હોવાથી મારા પીતાજીનુ મગજ કાંઈક ઠેકાણે ન રહેવાથી હમો એકદમ મુબઇ ઉપડી ગયા ને કુંભાર તુકડાપર એક ઓરડી ભાડે લઇને રહયા અને મારા પીતા મુળજી જેઠાની મારકીટમા કોઇ એક કાપડીયાની દુકાને નોકરી રહ્યા. આમ કેટલાક વખત સુધી હમોએ દુખે પાપે દીવસો કાઢયા, પરંતુ તે વખતે મારી ઉમર નાની હોવાને લીધે કામની ઘણી અડચણ પડતી હતી તેવામા, સુરતના વતની જગજીવનદાસ ત્રીકમદાસ કે જેણે મુંબઇમા હમારી ન્યાતનાં ગોરને પોતાની છોકરી રૂપાળીને ઠામ પાડવા ભલામણ કરી હતી તે ગોરે આવી મારા પીતાજીને વાત કરી અને નક્કી કરી પુનર્લગ્ન કરાવી દીધુ.

મારી સાવકી મા રૂપાળી જયારે પુનર્લગ્ન કરીને આવી ત્યારે મારી સાથે એવી રીતે વર્તવા લાગી કે, જેથી કેટલોક વખત હું મારી સગી માને પણ ભુલી ગઇ પરતુ અફસોસ ! એકતો ખુબસુરતી, બીજુ

મુંબઈનું પાણી, અને ત્રીજી ફેશન, એ ત્રણેનો રંગ લાગવાથી તેનું મગજ કાંઇક ચસક્યુ અને દીવસે દીવસે કુસંગ, અને દ્રવ્યની લાલસા વધવાથી પર પુરૂષના સંગમાં વધારેને વધારે લપટાઈ, અને ઘરમાં મારા પીતા તેને કંઇપણ કહે તો તેમની સાથે લડવા માંડે અને રાંધે નહી ને આખો દીવસ સુઈ રહે અને મને પણ તેણે બોલાવવી બંધ કીધી કારણ કે, એક વખતે હુ એ વિશે મારા પીતા સાથે કાંઇક વાત કરતી હતી એટલા માટે તેણે મારી સાથે બેસવુ કે બોલવું બધુ બંધ કરી દીધું હતું. આવાને આવા દુખી સંજોગમાં હમોએ કેટલાક દીવસ કાઢયા પરંતુ તેવામા હમારા જોવામાં એક નવો ચમત્કાર આવ્યો.

મારી સાવકી મા રૂપાળી એક દીવસે પોતાના માથાનાં વાળ હોળી હાથ, મો, ધોઇ મદીરે જવાની તૈયારી કરતી હતી તેવામાં હુ તેની પાસે ગઇ ને મને જોતાજ તે કહેવા લાગી કે, કેમ, બેટા મંગળાગવરી. આજે તું પણ મારી સાથે મદીરે આવે છે? જો અજે મોટામંદીરે ફુલ મંડળી છે, અને ત્યા દર્શણ કરવાની ઘણી મજાહ આવે છે, અને વળી તેમા તારૂં પણ કામ થશે કારણકે, આજ-કાલ મદીરે આપણી ન્યાતના જુવાનીયા છોકરા પણ બહુ આવે છે, ને તેમાથી જો કોઇ માલદારનો છોકરો તારી ઉપર આશક થઇ ગયો તો આપણુ જીંદગીનું દુ:ખ જાય અને તું પણ સુખમાં રહી મોજ મજા ભોગવે.

મારી સાવકી માનું આવી રીતનુ બોલવુ સાંભળી હું તો એક-દમ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગઇ કે, એકદમ આવો ફેરફાર થવાનું કારણ શુ ? પરંતુ પાછળથી માલમ પડયું કે, તેણી હમારી ગ્નાતીના એક માલદાર વૃદ્ધ ડોશાને મને બતાવવાનું વચન આપી આવેલી હતી.

પરંતુ તે વખતે મને ખબર ન હોવાથી હુ તેની સાથે ગઇ, ત્યાં મને તેણે પેલા વૃદ્ધ ડચરાને બતાવ્યો ને કહેવા લાગી કે, જો એમની પાસે ઓછામાં ઓછો પચાશ સાંઠ હજારનો જીવ છે અને એની પાછળ એનુ કોઇ સગુવહાલું પણ નથી, પરતુ મારે તેની સાથે કોઇ જાતનુ લેપન ન હોવાથી મે તે વાત કાને ધરી નહી, અને હમો દ'શનાર્થે મ દીરમા દાખલ થયાં દરશન કરી ઘેર આવ્યા પછી તેજ રાતના હુ મારી ઓરડીમા સુતી. મારી અને મારા માત પીતાની ઓરડી વચ્ચે એકજ પાટીયાની દીવાલનો અ તર હતો.

મારા ઉપર નીદ્રાદેવી ગુસ્સે હોવાથી અને માકડ ચાચડનુ જોર વધારે હોવાથી મને ઉધ આવતી નહોતી તેથી હુ મારી પથારીમા આળોટયા કરતી હતી તેવામા એકાએક મારે કાને કોઇનો વાત કરવાનો અવાજ આવ્યો તે મે ધ્યાન દઇ સાંભળ્યુ તો મારી સાવકી મા રૂપાળી મારા પીતાને નીચે પ્રમાણે કહી રહી હતી —

**રૂપાળી**—અરે જરા સાભળો છો કે ?

**દેવીદાસ**—કેમ શુ કહે છે ? તુ તો જ્યારે જોઇએ ત્યારે માથુ ખાતી ને ખાતી રહે છે, કોઈ દીવસ નીરાતે સુવા દીધો નથી.

**રૂપાળી**—જરા સાભળો તો ખરા. આજે પેલા ન દલાલ શરાફને ત્યાંથી માણુસ આવ્યો હતો, અને વાતનો પ્રસગ નીકળતા તે એમ પણ બોલી ગયો કે, હમારા ન'દલાલ શેઠ કોઇ કન્યાની શોધમાં છે, અને જો તે કન્યા મળે તો આઠ દશ હજાર રૂપીયા આપવાને કબુલ છે. એમ તે માણુસ કહેતો હતો, માટે જો તમારો વિચાર હોય તો આપણી મ'ગળાને ઠામ પાડીએ કારણકે, એમાં આપણુને ફાયદો છે.

**દેવીદાસ**—જરા તો વિચાર કર. શુ મગળાને વેચીને રૂપીયા લેવા ધારે છે? આપણા શાસ્ત્રમાં કહ્યુ છે કે, પુત્રીના પૈસાથી પેટ ભરવુ તેના કરતા પગ ઘસીને મરવુ વધારે સારૂં છે. સૃષ્ટીમાં એનાથી વધુ અપકીર્તી બીજી કઇ છે? ધર્મશાસ્ત્રો પ્રતીપાદન કરે છે કે પુત્રીના ઘરનુ પાણી અગ્રાહ્ય છે તો પછી પૈસા તો લેવાયજ કેમ? ગાયને ગળે છરી મુકવી અને યુવાન પુત્રીને ઘરડા માણસ સાથે પરણાવવી એ મડદે મીંઢળ બાધવા બરાબર છે

**રૂપાળી**—લ્યો તમને તો કહીયે છીએ ત્યારે મોટા પુરાણી મહારાજ થઇને ભાષણ કરવા મડો છો, પણ સમજતા નથી કે, એનો અર્થ "પોથીમાંના રીગણા" તમારી તો ટેવજ છે કે, જયારે પૈસા સબધી કાઇ કહીયે છીએ ત્યારે નકામા ફાફા બતાવો છો, અને લક્ષ્મી ચાહ્લો કરવા આવે ત્યારે મો ધોવા જાઓ છો જયારે મને પૈસા માટે દુખ દેવું હતુ તો મને લાવ્યા શુ કામ? જાઓ મને બોલાવશો નહી, અને મારી પાસે પણ આવતા નહી મારો ખેલ તો પેલા ઘરડાઓની કહેવત પ્રમાણે થયો કે, "હોસની મારી ગઇ નાતરે ને સાહ્લો કાઢીને પાથરે"

**દેવીદાસ**—જા, જા, તારી મરજીમાં આવે તેમ કર્યા કર. તારે જોઇએ તો આઠ હજાર લે કે દશ હજાર લે પણ એ બાબતમાં તારે મને બીલકુલ પુછવુ નહી.

* *

આ પ્રમાણેની વાતચીત મેં સાભળી અને તે રાત્રીએ મને બીલકુલ ઉંઘ આવી નહી, અને મે દુખે પાપે તે રાત્રી ગુજારી અને બીજે દીવસે સાજે મારી મા મંદીરે ગઇ ને મારા પીતાજી

બહાર ગયા હતા, તે તકનો લાભ લઈ હું ઘરમાંથી નીકળી અને ચર્નીરોડના સ્ટેશને જઈ સુરતની ટીકીટ લઇ ગાડીમાં બેઠી અને વીચારમાં ને વિચારમાં હુ નીંદ્રાદેવીને આધીન થઇ ગઈ, તે છેક વલસાડના સ્ટેશને મારી આખ ઉઘડી અને ટાઇમ જોવા જતી હતી, તેવામા આપનો મેળાપ થયો

## પ્રકરણ ૪ થું.

### પ્રેમી જોડાંની પધરામણી

મય રાત્રીના ત્રીજા પોહોરનો હતો, પ્રાણી માત્ર દીવસના અની શ્રમથી લોથ પોથ થઇ ભરનીંદ્રામા ઘોરતા હોવાથી સર્વ સ્થળે શાન્તી પ્રસરી રહી હતી, ફકત એક તમરાનો સમસમ કરતો તીણો અવાજ તથા સ્વાનોના ભસવાનો અવાજ કર્ણ ગોચર થઇ રહ્યો " હતો

આ વખતે એકાએક રેલ્વે ટ્રેનની સીટીનો જોસ બધ થતો અવાજ પેસેન્જરોને ચેતાવવા લાગ્યો કે, સુરતનું સ્ટેશન આવ્યુ. ગાડી અટકી અને પેસેન્જરો પોત પોતાનો સામાન લઇ પ્લેટફોર્મપરથી ઉતરી સૌ સૌને ઘેર જવા લાગ્યા, એવામાં એક યુવાન ને યુવતી હાથમા બેગ (પાકીટ) લઇ ઘોડા ગાડી ભાડે કરી કણપીઠમાં ધારીવાળા દેવશંકરની દુકાનેથી ઘારી સેવ, તથા ભજીયાં લઇ કતારગામમાં પોતાના મીત્ર મી૦ ચીમનલાલ નંદકૃષ્ણને બંગલે હંકાવી. બગલે જઇ નોકર પાસે દરવાજો ખોલાવી

# શોખીન બાનુઓને ખુશ વધાઈ.

શાદી, રામશની અને ખુશખબ્તીના પ્રસગો માટેના લેટેસ્ટ ટેસ્ટના સ્ટાઇલીશ અને દીલપઝીર વાગાની ખરીદીનું મથક.

ચીનાઈ જાપાનીસ, ફ્રેન્ચ તથા સુરતી બનાવટનુ તરેહવાર જાતનુ આંખે ઉડી વળગે એવું રેશમી, સુતરાઉ તથા ગરમ કાપડ ક્યાથી ખરીદશો ?

## થોડે નફે બોહળો વેપાર — પ્રમાણીકપણું એજ સુદ્રાલેખ છે.

સર્વે કોમોના બાનુઓને ઉપયોગી થઇ પડે એવી ચીનાઇ, જાપાનીસ સેહેગાઇ ગાર્જે, વારફુનો માટે તરેહવાર જાતના ઓજર્યાં, લેસપીસો ફેન્સી તમામ ભરેની સાડીઓ, જીક કસબની સાડીઓ, જીકની ટોપીઓ, જમલાઓ, સદરા, પેટીકોટ વીગેરે કીફાયત ભાવે મળશે બાનુઓનુ સઉથી વ્હાલુ સીલાઈ ખાતું મધ્યમ દામ, કરકેટ ફીટીગ સાથે એકજ ફાયગે

## ગૃહસ્થો માટે.

ડગલા સારૂ કેશમીર, રીબકોર્ડ, પાજ, ચાઇનાસીલ્ક, સુરતસીલ્ક વીગેરે, તેમજ ગ્રહસ્થો સારૂ ફેનથી સીલાઇ ખાતું હરદમ ખુલ્લું છે.

## એ વતરોગે.

રેશમ, પતા, લેસ, રીબન, ઇન્સરસન, બુટ, સીવવાના સચા વીગેરે કીફાયત ભાવે મળશે.

**માલેક—અરદેસર બેજનજી વાનીઆ.**

**ભાગાતલાવ—સુરત**

રવેશમાં ખુરશી નાખી બેઠા, અને ધારી, સેવ, તથા ભજીયાંના પડીકાં ખોલી ખાવા બેઠાં એટલામા મંગળાએ ધારીનો કટકો લઇ પાછો મુકી દીધો.

**મનહરરાય**—કેમ ? મગળાગવરી, હાથ એકદમ કેમ અટકી ગયો ? ખાવા માડેલી શુ થયુ.

**મંગળાગવરી**—જો તમો મને

હુ ખાવા તૈયાર છુ.

**મનહરરાય**—શી બાબતનુ વચન માગો છો તે જાણ્યા પહેલાં હુ કેવી રીતે વચન આપુ ?

**મગળાગવરી**—હુ કાઇ તમારી પાસે ધન દોલત માગવાની નથી. પરતુ મારૂં જે કાઇ તમે ચોરી લીધુ છે તે પાછુ આપવુ પડશે.

**મનહરરાય**--(ચતુર હોવાથી સમજી જઇને) જો તમારી ખુશી હોય તો તમારૂ શુ પણ મારૂએ આપવા તૈયાર છુ.

**મગળાગવરી**—જો, તમો તૈયાર છો તો લગ્ન વખતે વરકન્યા કંસાર જમે છે ને આપણે તેને બદલે ધારી અને સેવ ભજીયાં જમીએ તો શું વાધો છે?

**મનહરરાય**—ઠીક! તમારી જેવી મરજી. પરંતુ, તે વખતે તો બ્રાહ્મણો ધર્મ ક્રીયાથી કસાર જમાડે છે, પણ આ વખતે તેમાની કઇક સઘવડ ન હોવાથી કેમક રશો?

**મંગળાગવરી**—મન વગરના લગ્ન જારકર્મ કરવા બરાબર છે. જો આપણુ મન મળ્યુ તો બધુંએ તૈયા જ સમજવાનું છે

**મનહરરાય**—ઠીક, લ્યો ત્યારે આ વચન.

* * * *

આટલી વાતચીત થઈ અને વચન આપ્યું, પછી મનહરરાયે ધારીનો કટકો ભાગી મગળાના મુખમાં મુકયો અને મગળાએ પણ તેમજ કર્યું, ને મનહરે જે વચન આપેલુ તે વચન પાળ્યુ.

પ્રીય વાચક ! આ વખતના આનદનો જો તમને અનુભવ હોયતો વિચારી ખુશ થજો અને જો અનુભવ ન હોય તો આવા પ્રેમી જોડાને પુછી મોજ મેળવજો પણ મનમાં મુઝાશો નહી.

આ પ્રમાણે રાત્રી આનદમા વ્યતીત કરી બન્ને જણા નિદ્રાદેવીને વશ થયા, બીજે દીવસે પ્રાતસકાળે ઉઠી દતધાવન કરી નિત્યકર્મથી પરવાર્યો, અને રવેશમા ખુરશીઓ નાખી અરસ પરસ પ્રેમગોષ્ટી કરતા બેઠાં.

પ્રીય વાચક ! હવે આપણે મુબઇની મઝા મેળવવી જોઇએ કારણ કે, આપણે મુબઇથી નીકળ્યાને ઘણો સમય વ્યતીત થયો છે અને ત્યા રૂપાળી તથા દેવીદાસની હાય હાયનુ અવલોકન કરીએ.

---

# પ્રકરણ ૫ મું.



( ચોપાઈ )

મુંબાઈ નગરી અલબેલી અપાર, ચાલે ત્યાં વણુજ ને વેપાર
કુભારટુકડાપર ઘર છે સાર, દેવીદાસ તણું નીરધાર.
પુત્રી મંગળા ગઇ ઘરથી બહાર, શોધ કરી ત્યા અપરમપાર.
કન્યા વિક્રયનો કીધો વિચાર, તેથી નાઠી દુહીતા સાર.

અહો ! મુબઇ નગરી તારી તો બલીહારીજ છે કે, જ્યા લોકો લાલચને વશ થઇ સટ્ટામાં એકના દસ લેવા ભમતા રહે છે, અને સોનેરી ટોળીના માણુસો તે લોકોનુ પાણી કરી કામ ધંધો કીધા વીના પારકે પૈસે મોજ મારતા ફરે છે અહો ! મુબઇ તું પણુ એક ફેશનતિર્થનુ મોટુ ધામ છે કે, જ્યા વાણીયણો પણુ પારસણો થવા જાય છે, અને પારશણો યુરોપીયન લેડી થવા જાય છે.

આપણી વાર્તાની નાયીકા મંગળાગવરી પીતાના ઘરમાથી નાસી ગયા બાદ તેની માતા મંદીરેથી ઘેર આવી, અને કપડાં ઉતારી પોતાના કામે વળગી એટલામા દેવીદાસ બહારથી આવ્યા અને પુછ્યું કે, મંગળા ક્યા ગઇ છે ?

રૂપાળી—તમો તો મગળામાં ગાડા જેવાં થઈ ગયા છો, તમો મંગળા મંગળા કરો છો ને તેનાતો મનમાં એ કે, મારા પિતા મારે માટે કોણુ જાણે કેમ હાય હાય કરે છે. તે કાંઇ તમને કે

મને ગાંડે છે, ને કહીને જાય છે ? જ્યારે મોજ આવે ત્યારે ઉઠીને ચાલ્યા કયા કોઇ પુછનાર છે, કોઈ બેનપણીને ત્યા ગઇ હશે.

**દેવીદાસ**—તુ તો ગાંડી છે. તે બીચારી નાદાન છોકરી શુ સમજે કે, કોની સાથે કેમ વર્તવુ ? જા તેની બેનપણીને ત્યા તપામ કરાવ, જો આપણે તેની દયા ન ખાઇએ તો તેની કંઇ મા છે કે, તેની દયા લાવી તપાસ કરશે ? માટે તુ જા અને તપાસ કર.

આટલી વાતચીત કરી ભુલેશ્વર આગળની હરમાન ગલીમા તેની બેનપણીને ત્યા તપામ કરાવી, પણ કાઇ પતો મળ્યો નહી, ને જવાબ મળ્યો કે, તે બે દીવસ થયા અહીયા આવીજ નથી, ત્યાર પછી બીજે દીવસે આખા મુંબઇ શહેરમા તપાસ કરાવી, પણ કાઇ પત્તો લાગ્યો નહી. અને તે દીવસે સાજે દેવીદાસે પોતાના સસરા જગજીવનદાસ ત્રીકમદાસ પર કાગળ લખ્યો કે, આપણી પુત્રી મગળાગવરી અહીથી ગુમ થયેલી છે, માટે જો તમારી તરફ આવી હોય તો તારથી જવાબ આપજો. આ પ્રમાણે કાગળ લખી ટપાલમા નાખ્યો અને દેવીદાસ ઘેર આવ્યા ને વાળુ કરી સુઇ ગયા. બીજે દીવસે સહવારે સુરતમા જગજીવનદાસ ઓટલે બેસી દાતણ કરતા હતા, એવામા ટપાલીએ આવી એક કાગળ તેમના હાથમા આપ્યો તે કાગળ ખોલી વાચતાંજ માલમ પડયુ કે, પોતાની છોકરી રૂપાળીબાઇની સાવકી પુત્રી મંગળા મુબઇથી ગુમ થએલી છે

જગજીવનદાસ આ કાગળ વાંચતા હતા, એટલામાં તેમની ધણીયાણીએ આવીને પુછ્યુ કે, કેમ ? કોનો કાગળ છે. ત્યારે જગજીવનદાસે કહ્યું કે એતો મુંબઇથી દેવીદાસનો કાગળ આવ્યો છે. તેમાં લખે છે કે, મંગળા અત્રેથી ગુમ થયેલી છે તે તમારી તરફ આવી હોય તો તુરત તારથી જવાબ આપશો.

સુરતમાં જગજીવનદાસ વ્યાજુનો ધંધો કરતા હતા, અને કતારગામના કોઇ એક પાટીદારને રૂપીયા ધીરેલા હોવાથી, તે કતારગામ ઉઘરાણી જવા નીકળ્યા.

ઉઘરાણી જતા રસ્તામાજ વલસાડવાળા મી૦ ચીમનલાલ નંદકૃષ્ણનો બગલો આવતા જેવી તેમની નીઘા પડી કે, તરત પ્રેમી જોડાના દરશન થયાં જગજીવનદાસે જેવા તેમને જોયા કે, તરત ઉઘરાણી જવાનુ પડતું મુકી સીધી ટેલીગ્રાફ ઑફીસમા જઇ દેવી-દાસ ઉપર નીચે મુજબ તાર કીધો -

| | |
|---|---|
| From<br>Shah Jagjivandas Tri-<br>-kamdas<br>SURAT. | To<br>Shah Devidas Pran-<br>-valabhdas<br>Kumbhar Tookda<br>BOMBAY. |

Mangla is here, come soon.

(મંગળા અહી છે, જલદી આવો એમ તાર લખ્યો છે,





હુશનઆરા તેલમાં એ-વી ખુબી છે કે માથાનું દુખવુ, આધા શીશી દુખ-વી ચક્કર આવવા અથવા મગજ નબળું પડી જવું એમાથી કોઇપણ ફર્યાદ હોય તો આ તેલ માથામાં નાખવા-થી એકદમ આરામ બક્ષે છે.

જે ગ્રહસ્થોએ આ તેલ-ની અજમાયશ કીધી છે તેઓ હમેશા એજ વાપરે છે અને બીજાને એ તેલનો અનુભવ લેવા ભલામણ કરે છે એજ જામીનગીરી છે કે એમા કેટલા ઉમદા ગુણો સમાયેલા છે.

જેઓ વધુ વખત નકલી તેલમા ફોકટ પઇસા ગુમાવવા નહી માગતા હોય તેઓને હુશનઆરા એક વખત અનુભવ લેવા વીનતી કરવામાં આવે છે.

આ તેલ ખાસ ઠંડા ફુલો ના અરકમાથી બનાવેલુ હોવા થી અને સ્પીરીટ જેવી કાંઇ પણ મેળવણી એમા બીલકુલ નહી હોવાથી (કે જે સ્પીરીટ હાલમા વેચાતા ઘણા તેલોમાં હોય છે) લેખકો વાચકો અભ્યા સીઓ અને જે લોકોને કામ ધંધાને સબબે હમેશા મગજ મારી કરવાના હોય છે એવાઓને નીયમીત એનો ઉપયોગ કરવાથી એક આશીરવાદ રૂપ છે કારણ એનાથી મગજને તરત ટાઢક મળ છે અને ખુશબોથી જીવને આનંદ થાય છે

હમારે ત્યા ઘણા ખુશબોથી ભરપુર અતર અને તેલ મળશે.

**વલીયુસુફ અત્તરવાલા ઠેo ભાગાતળાવ-સુરત.**

# પ્રકરણ ૬ ઠું.



## બાપ દીકરીનો સંવાદ.



આ પ્રમાણે તાર વાંચી દેવીદાસ સુરત આવ્યા, અને બીજે દીવસે કતારગામને બંગલે ગયા, અને નોકર મારફતે મનહરરાયને ખબર કરાવી કે, સુરતવાળા જગજીવનદાસ કોઈ મુંબઇવાસી દેવીદાસ નામના ગ્રહસ્થને લઇ આવ્યા છે, તે આપને મળવા માંગે છે. મનહરરાય તે લોકોને દીવાનખાનામાં બેસાડવાનું કહી મંગળા બંગલાની પાછળના કંપાઉન્ડમાં ફરતી હતી તેને ખબર કરી.

મંગળા—હવે મારે કેમ કરવુ ? હું જો જાતોજાત મળીશ તો તેઓ મને સરમાવીને પાછી લઇ જશે,

મનહરરાય—શરમાવાનુ કોઈ કારણુ નથી, તે લોકોએ તારી સાથે એવી વર્તણુંક રાખી નથી કે, જેથી તારે શરમાવું જોઇએ.

મંગળા—ઠીક, જેવો વખત. સમયને અનુસરી જવાબ આપીશ. હાલ તો ચાલો.

આ પ્રમાણે વિચાર કરી બને જણુ દીવાનખાનામાં આવ્યાં, ને એકએકની સામું ખુરશી નાંખી બેઠા, અને કેટલોક વખત શાંતી પ્રસરી રહી. છેવટે દેવીદાસ શાંતીનો ભગ કરી બોલ્યા.—

દેવીદાસ—મંગળા! તું પરાયા માણસ સાથે અહીયાં ચાલી આવી તે તને શરમ નહીં આવી? શું હમારૂં નાક કપાય તેનો પણ તને કાંઇ વિચાર છે કે નહી? તને ત્યાં શું દુઃખ હતું કે, તું કહ્યા વીના ચાલી આવી?

મંગળા—પુજ્ય પીતાજી! કહેતા મને શરમ આવે છે, છતાં આજે મર્યાદા મુકીને કહેવાની મને જરૂર પડે છે કે, માત્ર સ્વાર્થને ખાતર તમે તમારી ફરજને દેશવટો દીધો છે. જ્યારે તમોને તમારૂં નાક વહાલું હતું તો સાઠ વરસના ડોસા સાથે મને પરણાવવા સીદને તૈયાર થયા હતા મને વીદીત થયુ છે કે, મારૂ લગ્ન તમે જેની સાથે કરવા વિચાર કીનો હતો, તે નગનાસ શરાફ, છેક જૈફ ઉમરનો દમીયલ અને ક્ષયરોગથી ઘેરાયલો છે અને મુખમા દાંત તો એકે દેખાતો નથી, માત્ર તે મરણનુજ શરણ શોધી રહ્યા છે, તો હે પીતાજી હવે બસ કરો અવનીનો અંત આવ્યો. સ્વાર્થાંધ થઈ જાણી બુજીને મુડદા સાથે મીંઢળ બંધી ગાયને ગળે છરી ન મુકો! શાસ્ત્રના વચનનો આશ્રય લઇને બીચારી નીરદોષ પુત્રીનો નીસાસો ન લ્યો. "દીકરી અને ગાય જ્યાં દોરે ત્યાં જાય" એ કહેવતાનુસાર અમે તમારે આધીન છીએ તો હે પીતાજી! ગરીબને ગરદન ન મારો! પુત્રીના પૈસા એ ધુમાડાના બાચકા છે, ઝાઝવાનુ જળ છે, વીજળીનો વેગ છે, વાદળનો રંગ છે, ઝાકળનું બીંદુ છે, તાતપર્ય કે, છે અને નથી, માટે હે પીતા મારે તમને બાપ કહેવા કે ઝેરી સાપ કહેવા? મારે તમને તાત કહેવા કે ચમાર ચંડાળની જાત કહેવા? મારે તમને પીતા કહેવા કે પ્રહલાદને દુઃખ દેનાર હીરણ્યાકક્ષીપુ રાક્ષસ કેહવા? ભલે, તમો મારી સાવકી માતાને આધીન થઇ દશ હજાર

રૂપીયા લેશો તેની મને દરકાર નથી. પરંતુ તેમાંથી તમારી પસે શું રહેશે? ખાવામાં ખાખ અને બદનમા આગ સીવાય કંઈ રહેશે કે? ત્યારે તમારી પુત્રી તમને કેવો શ્રાપ આપશે! માટે હે પીતાજી! પુત્રીને ઝબે ન કરો! પૈસેથી પેટ ન ભરો, પાપથી પાછા ફરો ? ઇશ્વરનો ડર ધરો, ક્રોધને પરહરો, ન્યાયથી અનુસરો. આ રંક પુત્રીનું જરા માનો, કરગરી કહું છુ કે, માનો માનો માનો બાપુ માનો, ગરીબ ગાયપર દયા લાવી તમારા દુષ્ટ વિચારને દેહાંત દંડની શીક્ષા કરો ? ? અને આ દીન પુત્રીને સુખમા ધરો એજ મારી અંતરની પ્રાર્થના છે. હા.........ય! પીતાજી લાચાર છું. ન છુટકે કહેવુ પડે છે, માટે આ દીન પુત્રીપર ક્રોધ કરશો મા.

**દેવીદાસ**—બેટી! હું નહોતો જાણતો કે, તું આવા કારણને લીધે નાશી છુટી છે. હાલમા તારો જેની સાથે લગન કરવાનો વિચાર છે તેઓની તપાસ કરતાં ગુણવાન ગ્રહસ્થ માલમ પડયા છે, માટે તુ તેમની સાથે લગ્નની પવિત્ર ગાઠથી જોડાય તેમાં હુ ખુશી છું. શું કરૂં ન છુટકે ઘરની તકરારને અનુસરી મારે હા કહેવી પડી હતી

આટલુ બોલી દેવીદાસે ત્યાથી પાય છો ગણ્યા અને સુબાઇ જઇ રૂપાળીને સર્વ વાત નીવેદન કરી, રૂપાળી આ હકીકત સાભળી ચકીત થઇ, અને મનમા વિચાર કર્યો કે, હું પણ જોઉ તો ખરી કે એ મંગળી અને મનહરીયો પરણીને શી રીતે સુખ ભોગવી શકે છે.



# પ્રકરણુ ૭ મું.

## લગ્નમાં વીઘ્ન અને શીકારીને ભોગ થઈ પડેલી હરણી.

દોહરો

લગ્ન લીધા મનહર તણા, સાતેમ ને સુક્રવાર,
રૂપાળીએ દાટ વાળ્યો, કીધો મંગળાનો શીકાર,



ક સોનેરી સાંજે સુર્યનારાયણ અસ્તાચળપર જઇ પોતાના રકત કીરણોથી દુનીયામાં શાંતી ફેલાવી રહ્યા હતા " નીશાદેવી " કાળુ વસ્ત્ર પરીધાણ કરી પોતાની પ્રીય સખી " પૃથ્વી દેવીને " મળવા જવાની તૈયારી કરી રહયા હતા.

તે વખતે સુરત શેહેરની મધ્યમા આવેલા નાણાવટના જીલ્લામાં આપ ણી વાર્તાના નાયક મનહરરાયના લગ્નની ધામધુમ થઇ રહી હતી. શુશોભીત મંડપ બાંધી બે બાજુ કમાનો બાંધવામાં આવી હતી, મંડપની માંહે રંગબે રંગી પડદા બાંધી જાતજાતના ચીત્રો ગોઠવી દેવામાં આવ્યા હતાં મધ્ય ભાગમાં નવ વાલ્લસેટનુ ઝુમર બાંધી આસપાસ હાંડીયો ટાંગવાથી ભવ્ય મહેલનો દેખાવ થઇ રહ્યો હતો. મંડપની અંદર વચ્ચો વચ આરસનું એક ટેમલ મુકી ઉપર ગાલીચો પાથરી દીધો હતો, અને હારતોરાથી ભરેલા ખુમચાઓ તથા ગુલાબદાનીયો શોભામાં વૃદ્ધી કરી રહી હતી. આસપાસ ખુરશીઓ ઉપર ન્યાતીના મોટા મોટા શેઠીયાઓ તથા પરન્યાતીના મીત્રમંડળો બીરાજમાન થયા હતા, તેવામાં એકાએક અણધારી આફ્ત આવી પડી. મંડપમાં સર્વે પોતપોતાની

વાતોમાં મશગુલ.થયલા હતા તે સમયે એકાએક દુરથી ગભરાએલે ચહેરે એક માણસને ઉતાવળે પગે આવતો દીઠો આવા શુભ પ્રસંગે પોતાના એક સબંધીને આમ ઉતાવળમા જોઇ ગોરધનદાસે પુછયું કે, કેમ ! મનમોહનલાલ એ શુ ગરબડ છે?

**મનમોહનલાલ**—ગજબ થયો ! શેઠ ગજબ થયો ! બેસી શું રહ્યા છો? આપણી મગળાગવરી રસોઇખાનાની પાછળ ઉભા હતાં તેને કોઈ લુચ્ચાઓ બેભાન કરી ઉપાડી લઈ ગયા.

પ્રીય વાચનાર ! આ ચોપડીનો પ્રથમ ભાગ ઈશ્વર કૃપાથી પરિપૂર્ણ થયો છે જો તેમા કાંઇક દોષ જેવુ માલમ પડે તો આ રંક સેવક ઉપર કૃપાદૃષ્ટી રાખી ક્ષમા કરશો એવી આશા છે, કારણ કે, આ હમારો પહેલોજ પ્રયાસ છે અને તેથી જો કાંઇ ભુલચુક માલમ પડે તો સુધારી વાંચવા મહેરબાની કરશો

આ ચોપડીનો બીજો ભાગ ટુંક મુદતમા બહાર પડશે, જેમાં મગળાને ઉઠાવી જનાર ચડાળચોકડીનુ પકડાવુ પોલીસ તથા મનહર રાયનુ કામાતુર થઇને જોગી વેષે રખડવુ, મંગળાએ આતમઘાતક કરવાનો પ્રયત્ન કરવો, અને અચાનક મનહરરાયનુ પોતાના મિત્રની મોટરમાં બેસી આવવુ અને મગળાનો અકસ્માત બચાવ કરી સુરત લઇ જવું વીગેરે બીના હમારી અલ્પમતિ પ્રમાણે આપ વાચકોની સમક્ષ રજુ કરીશુ. **ભાગ ૧ લો સમાપ્ત.**



# જાહેર ખબર.



આ ચોપડીનો બીજો ભાગ [illegible] [illegible] બહાર પડશે જેઓને જાહેર ખબર આપવી હોય તેઓએ હમોને ટપાલ મા ખબર આપવી

## ચોપડીઓ મળવાના ઠેકાણા.

નશરવાનજી ખરશેદજી શાહેરની મોટાઇના દુકાને
નગીનદાસ પરભુભાઈ પાસેથી
ઠે૦ સ્ટેશન પ્લેટફાર્મ ઉપર

શા૦ છગનલાલ વાલજી સુખી ચાહના વેપારી
ઠે૦ ચોકબજાર ચાહની હોટલ સુરત

શા૦ નાનાભાઇ ચુનીલાલ
ઠે૦ ભાગાતળાવ મસીદની નીચે દુધની દુકાને સુરત.